# धो. हिमतभाइ, फ्रेश कोलेरा निबंध.

મુનસી હીમતભાઈ છોટમલાલે

પોતાની ૨૫ વરસ ઉપરની ઘણી લાંબી મુદ્દતના અનુભવ ઉપરથી પ્રજાના કલ્યાણાર્થે ફરી સુધારી છપાવ્યો.



અમદાવાદ

ખાડીઆમાં સારંગપુર જવાની સડક ઉપર મેહેતાજી પીતાંબરદાસ ત્રિભુવનદાસના મકાનમાં હિતેચ્છુ પ્રેસમાં જેસંગ મુળજીએ છાપ્યો.

સંવત ૧૯૪૪—તા૦ ૨૧મી મે સને ૧૮૮૮

# ઘણીજ અગત્યની સુચના તે વાંચીને વરતો.

ઘણીજ દિલગીરી છે કે કોલેરાના દરદનાં ચિન્હો જા ણમા આવ્યા છતાં અગર પ્રથમજ ઝાડો અગર ઉલટી અગર એ બંને વાનાં થતાં અગર ઝાડો-ઉલટી જોસમાં ચાલેછે તે વખત તરતજ દવા લેવા હરગોજ નહિ આ- વતાં ઘણાંજ માણસો પંચરસ (આદુ સુંઠ વગેરે) બીજી દવા ખાધાપીધાથી ગેરરીતે ઝાડો કમી, અગર બંધ થઈ, ખરા દરદની નહિ; પણ એ ખવરાવ્યા-પીવરાવ્યાથી ગેર રીતની ઉલટી શરૂ થાયછે, પાણીની તરસ લાગે જાયછે, શરીર ઠંડું પડવા તથા નાડી બેમાલમ પડવા માંડેછે, ગો- ટલા ચડેછે અને તેવી સ્થિતિએ પહોચ્યા પછી ઘણાક લોકો દવા લેવા આવેછે તેથી તેવી હાલતવાળાને ઓસડ આપવામાં ઘણો અંદેશો પડેછે અને ઘણાક કેસ ખરાબ થાયછે. માટે જણાવવાનું કે સદરહુ મુજબ થયા પહેલાં ઘણીજ જલદીથી દવા લેઈ પીવાય તો ઘણુંજ ઉત્તમ. આ બાબતની સઘળાઓએ મુખ્ય દરકાર રાખવી જોઈએ.



# અનુક્રમણિકા.

પાને.

# પ્રસ્તાવના*

કોલેરા એટલે કોગળીયાનો ભયંકર અને જાનની એકદમ હાની કરનારો રોગ શાથી ઉત્પન્ન થાયછે, તે થતાં અગાઉ શાં શાં ચેન થાયછે, તેનો શો ઉપાય અને શી રીતે અને કેટલી ઝડપથી કરવો, તે દરદ મટવા માંડ્યાના તથા મટ્યાનાં શાં શાં ચિન્હછે તથા એ દરદ મટ્યા પછી શી રીતે વરતવું વગેરેથી ઘણા લોકો અજાણ્યાછે અને તે દરદ જણાયાની શરૂઆત થતાંજ ગભરાઈ જાયછે તેથી આ ફરી નવો કોલેરા નિબંધ ૨૫ વરસ ઉપરના લાંબા અનુભવ ઉપરથી રચી, પ્રજાના કલ્યાણ અર્થે છપાવવામાં આવ્યો છે. આ નિબંધમાં જણાવીછે તે અમારી પાસેની દવા, દરદ જણાતાં તરત પ્રથમજ પાવામાં આવ્યાથી દર ૧૦૦ માણસે ૯૦ થી તે ૯૫ માણસને આરામ થયાનું જણાયું છે, ને તે દવા ઘણાજ માણસોને આપવામાં આવેલો છે તથા આવેછે, ને કેટલાંક માણસ તો મોતના બીછાના ઉપર આખર અવસ્થામાં આવ્યાં છતાં આ દવાથી ઇશ્વર કૃપાએ આરામ પામેલાંછે, ને તેમાંનાં કેટલાંક હજુ આરોગ્ય છે. માટે જીવનું રક્ષણ કરનારી દવા સર્વકોઇએ ખસુસ કરી તાપના દિવસમાં તથા કોલેરા પોતાનાં અથવા નજદીકની જગોમાં હોય તે વખતમાં પાસે રાખવી ઘણીજ ઉપયોગી અને જાનનું રક્ષણ કરનારી છે ને તે

દવા આ નિબંધમાં જણાવેલાં ચિન્હોમાંનું કોઇ અથવા વધારે જણાએથી, આ નિબંધમાં જણાવ્યા ઉપર પુરતું દયાન આપી પાવામાં આવેથી અગર દરદ જણાએ બીજી કોઇ અવગુણકરતી દવા આપ્યા અવલ આ દવા પાવામાં આવશે તો ઇશ્વરકૃપાએ આ દવા નીઃસંદેહ ખાતરી કરી આપશે, માટે આ દવા વિશે અંતઃકરણથી સર્વ કોઇને. પીવાની તથા રાખવાની તથા બીજાનેપરોપકાર રીતેઆપવાની ભલામણ કરૂંછું. વળી આ દવા અમારે પોતાને મકાને તથા દેશાવર જતાં બને ત્યાંસુધી પોતાની પાસે રાખી દરદી ગરીબ માણસોને વગર કીમતે તથા દરદી માણસોને ઘેર પણ જઇ આપવા તથા પાવામાં આવેછે. પરંતુ ઘણીજ દિલગીરી છે કે દરદી માણસ દર કલાકે નિયમ પ્રમાણે દવા મગાવી પીતા નથી ને કેટલીક વખત તેમ કરવામાં ઢીલ કરવાથી માઠું પરિણામ નીપજેછે; માટે એમ નજ થવું જોઇએ ને તેઓને ગેરરીતથી ઝાડો તથા ઉલટી થયા કરતાં રોગનો ઝાડો તથા ઉલટી જોસમાં ચાલતું હશે તો તે ઉપર આ દવા ઘણોજ સારો અસર કરેછે.

આ કોલેરા નીબંધની ગુજરાતી ચોપડી ઉપર તેનો ઇંગ્રેજી તરજુમો કરી તથા આ નીબંધમાં કાંઇ વધારે સુધારો જણાએ હરકોઇ વખત કરી ફરી છપાવવાનો હક આ નીબંધકરતા રાખેછે પણ આ કોલેરાનીબંધ ઉપરથી ગુજરાતી ચોપડીઓ હરકોઇને છપાવવી હશે તો આ નીબંધ રચનારની પરવાનગી લેવી પડશે.

# धी. हिमतभाइ, फ्रेश कोलेरा निबंध.

૧ કોલેરા એટલે કોગળીઆનો ઝુરો અને પાયમાલી કરનારો રોગ શાથી થાયછે?

મુખ્ય પરમેશ્વરની અકૃપાથી, પછી બદ એટલે ખરાબ, ઝેરી, ખરાબ વનસ્પતિની, નરક, પેશાબ, સડેલી વસ્તુ અને તે વગેરેની ખરાબ હવાનો અસર થવાથી, અજીરણ થવાથી સુરજની હીટ એટલે ગરમી શરીરમાં પ્રવેશ થવાથી તડકામાં હીંડી આવી તરત ખાધા અગર પીધાથી, ઠંડું વાશી તથા બગડેલું ખાધાથી, અથવા ખાઈપી તડકામાં ફરવાથી, ભુખ લાગ્યા છતાં નહિ ખાધાથી, ગરમ પવન ખાધાથી, તથા શરીર ખુલ્લું રહ્યાથી, ઊકળાટ થાય તેવું ઘણું પહેરી તડકામાં ફરવાથી, વધારે ખાધા તથા પીધામાં આવ્યું હોય ને પવન બંધ હોય તો તેના ઉકળાટથી, રાતની વખતે ઘી, વગેરેનો ભારે પદાર્થ ખાધાથી અને ખસુસ કરી ઊનાળામાં ઉત્તર દિશાનો સખત ગરમ પવન અગર બિલકુલ પવન બંધ હોવાના ઉકળાટથી ઘણો સખત કોલેરા થાયછે. પણ દક્ષિણ પશ્ચિમ દિશાનો પવન હશે તો ભોગજોગેજ

કોઇ વખત અને કોઇ તેવા સખત કારણુનેજ લીધે કોલેરા થાય છે.

૨ કોગળીઆનો રોગ થતાં અવલ તથા થએથી શાંશાં ચિન્હ થાયછે?

૧ છાતીમાં કાળજે ડચુરો બાઝે છે, પેટમાં ગુછળાં એટલે અડવાળા વાળેછે, જીવ ચુંથાયછે, પેટમાં આંકડી આવેછે, કોઇ ખરાબ વારા વિગરેથી શરીરમાં કંપારો એટલે કમકમાટ આવ્યાથી, પેટમાં ગુડગુડાટ થઇ ડાબી કુડકની પાંસળીના નળમાંથી ઝાડો પાતળો અને પછાડીથી ધોળો આવે છે ને પેસાબ બંધ થાયછે, જ્યારે કાળજે ડચુરો તથા જીવ ચુંથાય છે તથા કંપારો આવે છે ત્યારે પ્રથમ ઉલટી થાય છે, ને પેટમાં આંકડી તથા ગુડગુડાટ થાયછે ત્યારે પ્રથમ ઝાડો થાયછે.

૩ કોગળીઆના રોગ ઉપર કેટલી જલદીથી તથા કેવી હુશીઆરી એટલે સાવધાનીથી, દવા, ઉમર અને રોગના જોર પ્રમાણે કેટલી કેટલી, અને કેવી રીતે અને કયાં સુધી આપે જવી?

જેમ બને તેમ ઉપર કલમ ૨ માં જણાયેલાં ચિન્હો-માંથી કોઇ અથવા વધારે ચિન્હો જણાય એટલે વાર નહીં લગાડતાં તરતજ, છોકરાં અથવા મોટાં માણસની ઉમર તથા રોગના જોર પ્રમાણે દવા આપવા બતા-

વેલીછે તે ઉપર પુરતી નજર રાખી, નિચે જણાવેલા કોઠામાં જણાવ્યા પ્રમાણે જ્યાં સુધી ગેરરીતની ઝાડો ઊલટી નહિ પણ રોગનોજ ઝાડો ઊલટી બંધ થતાં સુધી દરેક કલાકે ગફલત નહિ કરતાં દવાની શીશી ખુબ હલાવી લેઈને પાએ જવી. પણ જેમ જેમ દરદ ઓછું થતું જાય તેમ તેમ દવા ઓછી ઓછી અને લાંબે લાંબે વખતે નજર પોહોંચાડી પાએ જવું. આ દવાથી નાડી વધરો તથા પેસાબ છુટશે તથા નિંદ્રા આવશે તથા આરામ પામશે.

૧ ડરામનું પાંચ આનીભાર વજન થાયછે તે પ્રમાણે ગણી પાવાનો કોડો.

| ઉમર. | ડરામ. | ઉમર. | ડરામ. |
|---|---|---|---|
| ૧ વરસથી તે ૩ વરસ સુધીનાને. | ૦ા સુધી. | ૩ વરસથી તે ૮ વરસ સુધીનાને. | ૦ા થી તે ૦ાા સુધી' |
| ૮ વરસથી તે ૧૬ વરસ સુધીનાને. | ૦ાા થી તે ૧ સુધી. | ૧૬ વરસ તથા તે ઉપર ગમ ત્યાં સુધીનાને. | ૧ થી તે ૧ાા સુધી અને ઘણી જરૂરે ૨ સુધી. |

આ અમારી પાસેની અમુલ્ય અને ઈશ્વર સહાયતાથી જીવનું રક્ષણ કરનારી દવા વિશે અંતઃકરણથી સરવે મનુષ્યપ્રાણીને ભલામણ કરૂંછું; ને તેનો કેટલોક જથો બનતા સુધી આ નિબંધ રચનાર પોતાને ઘેર તથા દેશાવર જતાં પણ સાથે રાખેછે ને કોલેરાના ગરીબ, દરદીને વગર કીંમતે આપવામાં આવે છે તેમ વખતે પોતે પણ દરદીની પાસે જઈ દવા આપેછે. દવાની શીશી વેચાથી માગનાર આ શેહેરના માણસને રૂ૫) અને દેશાવારવાળાને મોકલવાના ખરચ સુધાંત રૂ૫ા વેલ્યુપેબલ પોષ્ટથી મોકલવાથી આ નિબંધ સાથે આ પવા તથા મોકલવામાં આવશે.

૪ શરીર ઠંડું પડે અથવા ગોટલા ચડે તો કીયું ઓસડ ને શી રીતે ચોળવું? રોહિસાનું તેલ ચોખું એટલે વગર ભેગવાળું તથા કેટલાંક ગરમ અને ગુણકરતા તેલ, વૈદો વિગરે પાસે મળેછે તે, પેન્કિલર, કેરોસાઈન, મિણ વિગેરેનું તેલ, અને ટરપેનટાઈનનાં તેલ ઘણાંજ માફક આ નિબંધ રચનારને જણાયાં છે ને તેમજ સુંઠનો ભુકો અગર કંકોડી સદરહુ ગોટલા ચઢતા હોય તે ઉપર ફક્ત પોલે હાથે એટલે નરમ હાથે દરદ બંધ અને શરીર ગરમ થતાં સુધી ચોળાવવું.

૫. કોગળીઆનું દરદ મટવા માંડયાનું તથા સમુળગું દરદ મટયાનાં શાં શાં ચિન્હ જાણવાં? તે વિગરે નિચે પ્રમાણે:-

ટુંકી ટુંકી વખતે ઝાડો તથા ઉલટી આવતી હોય તે લાંબે લાંબે વખતે આવે ને ઘણું આવતું હોય તે થોડું થોડું આવવા માંડે, હાથની નાડીની ગતિ તેજ થતી જાય, નીંદ્રા આવવાનું થાય અગર નીંદ્રા આવે, પેસાબ આવે, શરીર ગરમ થાય, અને ઝાડો કીંવા ઉલટી અથવા ઝાડો બંધ થયાની પેટમાં મધુરો આંકડી આવે, ઝાડે જવાના ઊમેળા આવે પણ ઝાડો આવે નહિ. કાળજે દચુરો નહિ પણ ચુંથારો થાય, ઉબકા આવે પણ ઉલટી આવે નહિ-કોઇ માણસને વખતે ઘણી તરસ લાગવાથી થોડું થોડું પાણી પાયામાં આવે તે પીધેલું પાણી, થોડું થોડું ઉલટીમાં નિકળેછે માટે બને ત્યાં સુધી ઘણો જરૂરે લાંબે લાંબે વખતે એક પાઇ ભાર પાણી પવાઅથી ઘણોજ ગુણ જણાયછે, પરંતુ કોઇના પીવામાં તેમ કરતાં અવલ વધારે પાણી પીવામાં આવ્યું હોય તો વાછુટ થાય અથવા ૧ વાર ઝાડો આવે તેમ અથવા વધારે જુલાબ આવે તો નિચેની, ચાલતી કલમ ૭ માં જ

ણાવ્યા પ્રમાણે જુલાબ આપવો અથવા બંધ કરવો.

૬ પાણીની તરસ લાગે જાય તો તેનો સોસ ભાગવા શું કરવું, અગર ઘણી જરૂરે કેટલું કેટલું પાણી ક્રમમાં ક્રમ પાએ જવું તથા કોગળીયાના દરદમાં ખાવાને શું શું આપવું? ·

છોકરાંની તથા માણસની ઉમર તથા ઉલટીના જોર ઉપર નજર રાખી ઘણી જરૂરે ગળું છંટાય તે પ્રમાણે પાઈ ૧ ભારને મોહોટું માણસ હોય તો જઈ ૧ ભાર પાણી પાવું તેમ છતાં તરસ લાગતી હોય ને ગળે બહુ સોસ પડતો હોય તો પાણીના કોગળા કરાવી ગળું છંટાવવું પણ જેમ બને તેમ પાણી વધારે પાવું નહીં. મોહોમાં આલુબુખાર ગાંધીને ઘેર મળેછે તે અગર આંબલીની કચ્ચ અગર મધમાં પાણી નાંખી આંગળીથી કોઈ કોઈ વાર ચટાડવું, પાવું નહિ અગર લીંબુનો કચ્ચ ઘઊંભાર મોહોમાં રખાવવું પણ ઉપર પ્રમાણે પાણી પીવાની જરૂર ન પડે તો ઘણું સારૂં. કારણ પાણીથી ઉલટી આવે જાયછે. ખાવામાં ફકત બાજરીની ઘણીજ પાતળી રોટલી ખવરાવવી પસંદ પડીછે-પાણી વધારે પાયાથી ઉલટી વધારે છે અને કોગળીઆનું દરદ મટેથી તરત

નરમ ખોરાક ખાવાથી ઝાડો પણ વધારે થાયછે અને સહન થાય ત્યાં સુધી દરદ બંધ થયા પછી ૮ થી ૧૦ કલાક સુધી ખવાય નહિ તથા ઘણી જરૂરે ઉપર જણાવ્યા પ્રમાણે ઓછું પાણી પવાય તો ઘણુંજ સારૂં. ના ચાલેથી ઘણું થોડુ ખાવું. બે રોજ પછી બીજો હલકો ખોરાક ખાવો.

૭ ઝાડો અથવા ઉલટી અથવા બંનો વાનાં બંધ થએ કદાપી કોઇનું પેટ ભારે અથવા ચઢવા જેવું અથવા ચડયું જણાય તો, અથવા ઝાડો સમુળગો બંધ થયો હોય ને જોરભરનો ઉલટી પણ બંધ થયા છતાં પાણી ની તરસ લાગે જવાથી પાઇ ૧ થી તે જઈ ૧ ના આ-શરા સુધી પાણી પાયા કર્યાથી થોડે થોડી એટલે જઈ ૧ થી ૩-૪ ભારને આશારે ઉલટી થએ જતી હોય તો બને તેમ ઘણુંજ થોડું પાણી પાવાથી પણ ઉલટી થ એ જતી હોય તો શાનો અને કેટલો વજનમાં અને કેટલીવાર લાગે તેટલો જુલાબ આપવો? અને તે જણાવ્યા પ્રમાણે જુલાબની દવા આપ્યા છતાં જુલાબ આવે નહી તો અથવા જુલાબ આપેથી વધારે આવે તો શી રીતે કરવું અને કેટલો બંધ કરવો?

## ૧ જુલાબની દવા નંબર પહેલી.

વિલાયતી અથવા વગર ભેગનું સારૂ એરંડીઊં વરસ બેના છોકરાથી તે વરસ ૧૬ અથવા તે ઉપરની ઉમર ના માણસને પાઈ ૦ાા થી તે રૂ ૦ાાા અથવા રૂ ૧ સુધી, ઉમર તથા ઝાડાના બંદકોસ ઉપર નજર પોચાડી બનાવેલી ચાના પાણી પાઈ ૧ થી તે રૂ ૧-૨ ભારમાં, ને ચાહા નહોય તો આદાના રસ પાઈ ૦ા ભારમાં મેળવી પાવો.

## ૨ જુલાબની દવા નંબર બીજી.

સોલ્ટ એટલે વિલાયતી મીઠું આની ૦ાા ભારથી તે રૂ ૦ાા ભાર સુધી ઉપર જણાવ્યા પ્રમાણે ઉમર તથા ઝાડાના બંધકોસ ઉપર નજર પોહાચાડી ઝીણું વાટી તથા તેમાં સોડા કારબો, ચણોઠી ૧ ભારથી તે આની ૧ ભાર સુધી ઝીણી વાટી મીઠા ભેગું સારી પેઠે મેળવી ભેગું વાટી ૧ કાચના અથવા કલાઈ દીધેલા પ્યાલામાં રૂ૦ ભારથી તે રૂ૧ ભાર પીવાના પાણીમાં, જોઈએ તેટલું વિલાયતી મીઠું તથા સોડાકારબો મેળવી રાખેલું મેળવી તેમાં લીંબુના રસનાં ટીપાં ૨ થી તે ટીંપાં ૪ સુધી જોઈએ તેટલાં નાખી હલાવીને

તરત પી જવું—ઉપર જણાવેલી જુલાબની બંને દવા માંથી હરકોઈ દવાથી જુલાબ આવે નહિ તોજ ઉપ ર જણાવ્યા પ્રમાણે વજન કરતાં કાંઈક વધારે આ પવો. જુદે જુદે વખતે બંને દવાઓથી જુલાબ આપા શે—પણ તેમ છતાં કોઈને જુલાબ નાજ લાગે તો કોઈ હુંશોઆર દાકતરની તેમાં મદદ લેવી ને જુ- લાબ વધારે આવે તો આખા દિવસમાં ૧ થી ૨, વાર સુધી ઝાડોઆવે એ રીતે રાખી ઉપર જ- ણાવેલી ઝાડો બંધ કરવાની દવામાંથી બરાબર નજર પોહોચાડી દવા આપી વધારે ઝાડો બંધ કર વો—કોગળીઆનું દરદ વગર ઈજા કરે બંધ થઈ જા ય તોપણ બંધ થયા પછી ૩થી તે ૮ રોજ સુધીમાં તે માણસને ઘટતો જુલાબ આપવો સારો જણાયોછે.

૮ ઘણાં માણસોને ગેરરીતની પંચરસ એટલે આદુ, લસણ, ફુદીના વિગેરેનો રસ અથવા માત્રા વિગરે જેવી ઘણી ગરમ દવા ખાધાપીધાથીઘણું કરીને ઝાડો બંધ થાય છે પરંતુ તેની આતસથી ઝાડો ચરકયા કરેછે એ વાત ઘણી બીહામણી છે. પિતનો ઉછાળો થઈ ઉલટીનું જોર વધે છે, છાતીમાં રૂંધ થાય છે શરીરમાં પીડા થઈ કમકોવત થવાથી શરીર ઠંડું પડેછે, નાડીમંદ

થતી જાયછે, તથા પગે ગોટલા ચઢે છે, તથા કોઈ વખત ફકત છાતીએ ટચુરો આવી ઊલટી થઈ ઉપર પ્રમાણે થાયછે, તો શું કરવું?

બને ત્યાં સુધી અને જલદીથી અમારી પાસેની દવા મળે ત્યાં સુધી હરગોજ પંચરસા માત્રા વિગેરે ની દવા નહીં ખાવી ઘણી ફાયદાકારક જણાઇ છે ને તે ખાધાપીધાથી ઘણીજ અવગુણકરતા જણાઈ છે, પણ તેમ છતાં કોઇના ખાધાપીધાથી ઉપર જ ણાવ્યા પ્રમાણે ગેરરીતની ઉલટી થતી હોય તો કલ મ ૭ માં જણાવ્યા પ્રમાણે વખતે માંદા માણસની શકિત ઉપર વિચાર કરી જુલાબ આપવો ને વ ધારે આવે તો બંધ કરવો ત્યમ શરીર ઠંડું પડયું હોય અથવા પગમાં ગોટલા ચડતા હોય તો કલમ ૪ માં જણાવેલું તેલ વિગેરે ચોળાવવું ગુણકરતા જ-ણાયું છે.—પરંતુ જે માણસને ગુણકરતા દવાના આધાર થી ફકત ઝાડો બંધ થાય પણ ઉલટી જારી રહી હોય તો તે ઉલટી બંધ કરવા ઉપર જણાવેલી નં. ૭ ની દવા પાવી ફાયદાકારક જણાઈછે.

૯. કોગળીઆના દરદમાં શું શું ખાધા તથા પીધા તથા વરતણુક વિગરેથી ઈજા, ગેરફાયદા યા ફાયદા વિગરે જણાયું છે તથા જણાય છે?

## ગેરફાયદા વીગેરે.

૧ કોલેરાનું દરદ જાણ્યાયાથી ગભરાઇ જઇ, સેહેજ વાયુ વીગેરેનું દરદ લોક સમજી પંચરસ એટલે આદુ, લસણ, ફુદીનાનો રસ, માત્રા વિગરે જેવી ઘણી ગરમ અથવા ઘણી ઠંડી દવા પાયા તથા ખવરાવ્યાથી અથવા અમારી પાસેની અથવા તેવી બીજી ખરી દવા પાવામાં વિલંબ થવાથી તથા ઊલટીમાં ઘણી જરૂર ઉપરાંત વધુ પાણી પાવાથી ઘણુંજ નુકશાનકારક જણાયું છે, તેવી દવાથી વખતે ગેરરીતથી ઝાડો બંધ થાય છે પણ ઉલટીનું જોર ઘણુંજ વધે છે તે બંધ થવામાં ઘણીજ મુષ્કેલી છે અને જીવના જોખમની ફીકર રહે છે.

૨. ઉલટી સાથે ઝાડો હોય તો ઉના પાણીનો શેક કરવાથી ઉલટીનું જોર વધારે જણાએલું છે. ફકત ઝાડો હોય તોજ વખતે ઉના પાણીથી સાધારણ રીતે શેક કરવો તથા વખતે પેટ ઉપર વાટેલી રાઈનું જીણાં લુગડાના અંતરપટથી પલાસ્તર મારવું. ને તે ઉમરના પ્રમાણમાં મિનિટ ૫ થી તે મિનિટ ૨૦ સુધી, ખમી શકાય ત્યાંસુધી રેહેવા દેવું, પરંતુ તેની પુરી જરૂર પડેથીજ મારવું.

૩ પેટ બહુજ ચડ્યાથી ખમાતું ના હોય તો ઘણોજ જરૂર પડે જુલાબ આપવા છતાં ના લાગે તો કોઇ હુંશીઆર દાકતર મારફત ૧–૨ વાર આવે તેમ જુલાબ અપાવવો તેમ છતાં જુલાબ ના લાગે તોજ ૧ અથવા ૨ વાર આવે તેવી હલકી ઉલટી અપાવવી, પણ જરૂર કરતાં ઝાડો અથવા ઉલટી વધારે આવે તો અમારી પાસેની દવામાંથી જરૂર જેટલીજ દવા પાઇ વધારે હોય તે બંધ કરવું. પરંતુ ખરી જરૂર સિવાય, જુલાબ અથવા ઉલટી આપવી નહિ.

૪ ઝાડો અથવા ઉલટી અથવા બંનો મટયા પછી ૩ દિવસ સુધીના આશરે ખાવાનું તથા પીવાનું નહિ સંભાળવાથી તથા બહાર તડકા વિગેરેમાં ફરવાથી તથા વખતસર નહિ જમવાથી તથા ઘણી નરમ વસ્તુ અગર ખીચડી, દુધની ખીર, બાસુદી, ખાંડ વિગરેનું જમણ ખાધાથી મટેલું દરદ પાછું ઉખળેછે ને તે પાછો આરામ થવો ઘણોજ મુશ્કેલ પડેછે. આ નિબંધમાં જણાવ્યા વિરૂદ્ધ અમારી પોળને મોહોડે ભટુ માલણ અને ધોબણ જીવી, અજગર જેવાં શરીરનાં વિગેરેને સખત કોલેરા અમોએ દવા પાવાથી દરદ બંધ થઇ ગએલ પણ બીજે રોજ તેની વહુ તથા

દીકરીએ દુધની ખીર તા. લાડુ ગ્રહાકનું આવેલું તથા ખીચડી ખવરાવ્યાથી બમણું અને બોહોમણું દરદ ફરી થઈ આવ્યાથી ઘણોજ ઠપકો દઈ ઘણી દવા પાયા વિગરેથી આયુષ્યબળથી તેમને ફરી આરામ થઈ બચી ગયાં એ વાત હજુ પ્રસિદ્ધ છે માટે તેમ કરવાથી દુર રહેવું.

૫. ઝાડો અથવા ઉલટી અથવા બંનો રીતસર મટયા પછી પણ ઉપર જણાવ્યા પ્રમાણે દરદ મટયાનાં ચિન્હની બાબતમાં જણાવ્યા પ્રમાણે કાળજે ચુંથારો, અથવા પેટમાં આંકડીજણાય છે તેથી ગભરાઈને વધારે આસડ પાવાનું તથા બીજાનાં આસડો લાવી પાવાનું કરેછે.તથા સેક કરવાનું કરેથી ઉલટો ઘણાને ઘણો અવગુણ ઈજાકારક જણાએલો છે અને હજુ જણાય છે પણ જેમ જેમ દવા વિગરેનો અસર ઉતરતો જશે તેમ તેમ એ દરદ ઓછું જણાશે. કદાપી ઘણું સહન ન થાય તો તથા આંકડી આવતી હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે પેટે રાઈનું પલાસ્તર મારવું ને કાળજે ચુંથારો હોય તો ફકત.ચમચો, હડધો ચમચો, છેટે છેટે વખતે ખીર અગર કાંજી જરા જરા જાડી પાવી નુકશાનકારક નથી. તોપણ પુરી જરૂરે પ્રમાણે તેમ કરવું.

## ફાયદા વીગરે.

૧ ઝાડો ઉલટી અથવા બંનો, કાળજે ઉચુરો અથવા ચુંથારો, પેટમાં આંકડીનું દરદ થવાની શરૂઆત જણાએથી તરત અમારી પાસેની દવા મળે તો, ત્યાં સુધો તેમાંથી માણસની ઉમર ઉપર નજર રાખી આ નીબંધમાં જણાવ્યા પ્રમાણે પાવાથી જલદી ગુણ કરે છે તથા રોગનું જોર ઘટાડેછે.

૨. ઉનાળામાં સવાર સાંજ સાધારણ ગરમ પાણીથી નાહાવાથી બહુ ગુણકારીક છે તેમ ઘણું ખાધાપીધાથી ઘણુંજ અવગુણ કરતા છે તેમ છતાં કોઈ માણસને અતીશય તથા ભારે જમણ ખાધાથી ઘણીજ અકળામણ થતી હશે તો ઉપર જણાવ્યા પ્રમાણે ૧ અગર ૨ વખત આવે તેટલો જુલાબ લેવો સારો છે.

૩ કોલેરાના રોગમાં પાણીનો તરસ ઘણી લાગે જવાથી ઉપર જણાવ્યા પ્રમાણે વર્તવાથી ઘણો ફાયદો જણાયોછે તથા જણાયછે.

---

## અમારી પાસે દવાની શીશી દરેક અઊંશ છની કીમત.

શેહેરના લોકોને વાસ્તે રૂ૫) છે. દેશાવરવાળા પાસેથી રૂ૫ાા વેલ્યુપેબલ મોકલેથી મોકલવામાં આવશે.

समाप्त.